T. No. : (૦૨૭૧૮) ૨૮૮૨૨૭ ચેરમેન
(૦૨૭૧૮) ૨૮૮૨૨૯ ઓફીસ
(૦૨૭૧૮) ૨૮૮૨૭૨ ફેક્સ

# The Imamshah Bava Roza Sanstha Committee

At & Post : Pirana, Ta. Dascroi, Dist. Ahmedabad. • Trust Reg. No. E 738

# ધી ઈમામશાહ બાવા રોજા સંસ્થા કમિટિ

પબ્લીક ચેરીટેબલ ટ્રસ્ટ રજી.નં. ઈ. ૭૩૮
ગાદીપતિશ્રી - આચાર્ય નાનજીકાકા ગુરૂ કરસનકાકા
મુ.પો. પીરાણા, તા. દશક્રોઈ,
જી. અમદાવાદ. પીન કોડ - ૩૮૨૪૨૫.

રેફ નં. :

તારીખ :

## મીટીંગ તા.૨૭/૧૧/૨૦૧૬ રવિવાર

ઠરાવ નં. ૨- કલેકટર કચેરીમાં સંસ્થા વિરૂધ્ધ થયેલ અરજીની ચર્ચા વિચારણા કરવા બાબત

સાદાત સમાજે નાયબ કલેકટરશ્રીને આપેલ અરજીના અંગે નવીન ભોજનાલયની સ્લાઈડીંગ બારીના કાચ ઉપર શ્રી ઈમામશાહ બાવાએ લખેલ મુળબંધમાં ભગવાનના દસ અવતારનુ વિસ્તૃત વર્ણન કરેલ છે.તેમજ તે સિવાય લેખક સૈયદ કાસિમઅલી દુરવેશઅલી મુ.પીરાણા દ્વારા લખેલ "સતપંથ.શાસ્ત્ર" અને મોક્ષગતીનો સાચો માર્ગ નામના પુસ્તકમાં પાના નં. ૫૨ થી ૧૬૩ સુધી દશ અવતારનું વર્ણન કરેલ છે. સદર પુસ્તક સંવત ૨૦10 સને ૧૯૫૪ માં મુદ્રકઃ પુરૂષોત્તમદાસ શંકરદાસ પટેલ. મુદ્રાસ્થાનઃ ઉત્કૃષ્ટ મુદ્રણાલયઃ ગાંધીરોડ, અમદાવાદ. લખેલ ગ્રંથોમાં સતપંથી સેવક્ને ભગવાનના થઈ ગયેલ નવઅવતારને નમન કરવાનુ તેમજ અવતાર ધારણ થનાર નિષ્કલંકી નારાયણ ભગવાનનુ પુજન કરવાનુ જણાવેલ છે. તે આધારથી સતપંથી સેવકોની ધાર્મિક લાગણીને સમજી વિચારી ભોજનાલાયને સુશોભન કરવા માટે આર્ટ દ્વારા દસ અવતારના ચિત્ર મુકેલ છે. સતપંથમાં મુર્તિપુજા અસ્થાને છે.આ મુર્તિરૂપ નથી આર્ટ દ્વારા બનાવેલ ચિત્ર છે. જે સાદાત સમાજના ૨(બે) વ્યક્તિનો વિરોધ કરેલ છે જે સંસ્થાને(અયોગ્ય) છે. જે જુજ સાદાત સભ્યોની સામે સતપંથી સેવકોની ધાર્મિક લાગણી ન દુભાય તે માટે આ ચિત્ર ત્યાંજ રાખવા જોઈએ.

બીજી બાબત સમાધિ કે રોજા બાબતની ફરીયાદમાં સમાધિ હિન્દુ શબ્દ છે અને રોજા સુફિ શબ્દ છે.બંનેનો અર્થ એક જ છે ફક્ત ભાષાનો તફાવત છે. જે સતપંથી સેવકોની લાગણી સમાધિ સાથે છે. તે બંને ફરીયાદ જુજ વ્યક્તિના કહેવાથી બહુજન સતપંથી સેવકની લાગણી, ધર્મની આસ્થા ન જોખમાય તે માટે આ જે કામ થયેલ છે જે યોગ્ય છે. તેને આજની સભા આ ઠરાવને મંજુર કરે છે આ ઠરાવ સર્વાનુમતે મંજુર કરવામાં આવે છે.

ઠરાવ નં.- ૮/૨ – પેટા ભગવા કાકાની નિમણુંક કરવા બાબત

સંસ્થામાં હાલના સમયે જરૂરી ભગવા સાધુની અછત છે.સતપંથી સેવકો તેમજ સૈયદ સાદાત સમાજ માંગણી હોવાથી જરૂરી ભગવા સાધુ બનાવવા માટેની કાર્યવાહી બંધારણની જોગવાઈ મુજબ કરી સતપંથ ધર્મના પ્રચાર પ્રસાર માટે ભગવા સાધુની કાર્યવાહી કરવાની આજની સભામાં સર્વાનુમતે મંજુર કરવામાં આવે છે. આ કાર્યવાહી કરવાની સત્તા સંસ્થાના ચેરમેનશ્રીને સોંપવામાં આવે છે.

Book: https://archive.org/details/1954SatpanthShastraYaneMokshGatinoSachoMarg47TSD

OPEN: Page 52 - 1st avatar

OPEN: Page 163 - Nishkalanki Avatar

ઠરાવ નં. – ૮/૩ – સંસ્થામાં કરવામાં આવેલ કોર્ટ કેસો

૧) જેઠાભાઇ કાનજીભાઈ સેંઘાણી વિષય ચુંટણી બાબત

૨) તાજીયાના રૂટ બાબત અરજદાર સાદાત સમાજના સભ્ય તેમજ અન્ય

(૧) સૈયદ ઝૈનુલ આબેદીન રીયાઝ હુસેન

(૨) સૈયદ આસિફહુસેન આર.

(૩) સૈયદ નદીમ અહેમદ એસ.

(૪)

(૫)

(૬)

કેશ-૧) ચુંટણી બાબતના કેસ બાબત સંસ્થાના ચુંટાયેલ ટ્રસ્ટીશ્રી ખીમજીભાઈ સવદાસભાઈ પટેલ એ અરજદાર જેઠાભાઇ કાનજીભાઈ સેંઘાણી ના તરફેણ કરવા માટે સોગંદનામું રજુ કરેલ હતુ તેનો આજની સભામાં ટ્રસ્ટીશ્રી ખીમજીભાઈ સવદાસભાઈ પટેલે ખુલાસો કરેલ છે કે મારી ગેરસમજ તેમજ આવેશમાં આવીને કરેલ હતું તે સ્વીકારી સદર સોગંદનામું પરત ખેંચી લેવા સમંતી આપું છું. અને સંસ્થાના તરફેણમાં નવું સોગંદનામું કરી આપીશ.

કેશ-૨) ઉપર જણાવેલ અરજદારોએ તાજીયાના રૂટ બાબત કરેલ અરજી(કેસ)માં વર્તમાન ટ્રસ્ટીઓ

(૧) સૈયદ ઝૈનુલ આબેદીન રીયાઝ હુસેન

(૨) સૈયદ આસિફહુસેન આર.

(૩) સૈયદ નદીમ અહેમદ એસ.

તા.૨૬/૦૯/૨૦૧૬ના રોજ

(૧) અસલાલી પોલીસ સ્ટેશન

(૨) મામલતદાર શ્રી દસક્રોઈ

માં અરજદાર (પીરાણા) ધી ઈમામશાહ બાવા રોજા સંસ્થાના ટ્રસ્ટીઓ તરીકે લેખીત સંમતી આપી જે સંસ્થાના કમિટી સભ્યો તેમજ ચેરમેનશ્રી સાથે કોઈ પરવાનગી કે ચર્ચા વિચારણા કર્યા વગર આ લેખીતમાં સંમતી પત્ર આપેલ છે. ભવિષ્યમાં આવી કાર્યવાહી ન થાય તેવી ખાત્રી આપીએ છીએ.

ચેરમેનશ્રીના આદેશથી ઉપરોક્ત બનેલ કેસ ઠપકાનો ઠરાવ કરવામાં આવે છે.

**ઠરાવ નં. – ૮/૪- નેટ ઉપર સંસ્થાના વિડીયો બાબત**

સંસ્થાના વિડીયો યુ-ટ્યુબ તેમજ વેબસાઈટ ઉપર સંસ્થાના વિરૂધ્ધના વિડીયો આર્ટિફિસીયલ બનાવી સત્ય થી વેગળા સંસ્થાનો અપ્રચાર કરી સતપંથ ધર્મના અનુયાયીઓની ધર્મની લાગણી દુભાય છે જેથી કરી આવા અયોગ્ય વિડીયો શૂટીંગ તેમજ વેબસાઈટ ઉપર મૂકેલ વ્યક્તિની સામે કાયદાકીય કાર્યવાહી કરવાની સત્તા સંસ્થાના ટ્રસ્ટીશ્રી જયેશભાઇ જે પટેલ તથા સૈયદ ઝૈનુલઆબેદીન રીયાઝહુસેનને સોપવાનું ઠરાવવામાં આવે છે. આજની સભામાં આ ઠરાવ સર્વાનુમતે પસાર કરવામાં આવે છે.

**ઠરાવ નં. – ૮/૫ – સંસ્થામાં આવતા તમામ બીલો તથા ભાવ-પત્રક ચેક કરવાની સત્તા આપવા બાબત**

સંસ્થામાં આવતા તમામ બીલો તથા ભાવપત્રક ચેક કરવાની સત્તા ભરતભાઈ વાલજીભાઈ પટેલ, નવસારી વાળાને આપવામાં આવે છે. તે બીલ તપાસણી થયા બાદ ચેકો લખવાના રહેશે. આ ઠરાવની તરફેણ કરનાર અનું.નં. ૧ થી ૮ અને વિરોધ કરનાર અનું.નં. ૯ થી ૧૧ ના મતે પસાર કરવામાં આવે છે.

શ્રી ઈમામશાહ બાવા રોજા સંસ્થા કમિટિ

ચેરમેન/ટ્રસ્ટી